શ્રી

# પવિત્ર લીલાવતી નાટકનાં ગાયનો.

શ્રીમંત ગાયકવાડ સરકાર સયાજીરાવ મહારાજાશ્રિત
આ દેશી નાટક સમાજને ભજવવા સારૂ.

---


રચનાર

અધ્યાપક કેશવલાલ શીવરામ.

છપાવી પ્રસિદ્ધ કરનાર

અધ્યાપક મોહનલાલ કેશવલાલ

તથા

અધ્યાપક જયંતીલાલ કેશલાલ

અમદાવાદ



આવૃતી ૧૮ મી પ્રત ૫૦૦૦

અમદાવાદ—ખાનકોરને નાકે એંગ્લો વર્નાક્યુલર પ્રિન્ટીંગ પ્રેસમાં

શા ડાહ્યાભાઈ ભીખાભાઈએ છાપી

સંવત ૧૯૭૫ સને ૧૯૧૮

કિંમત ૦—૩—૦

શ્રી

# પવિત્ર લીલાવતી.
# નાટકનાં ગાયનો.

શ્રીમંત ગાયકવાડ સરકાર સયાજીરાવ મહારાજાશ્રિત
શ્રી દેશી નાટક સમાજને ભજવવા સારૂ.

---


રચનાર
અધ્યાપક કેશવલાલ શીવરામ.



છપાવી પ્રસિદ્ધ કરનાર
અધ્યાપક મોહનલાલ કેશવલાલ
તથા
અધ્યાપક જયંતીલાલ કેશવલાલ
અમદાવાદ

આવૃતી ૧૮ મી — પ્રત ૫૦૦૦

અમદાવાદ-પાનકોરને નાકે એંગ્લો વર્નાક્યુલર પ્રિન્ટીંગ પ્રેસમાં
શા ડાહ્યાભાઇ ભીખાભાઇએ છાપી

સંવત ૧૯૭૪ આસો — સને ૧૯૧૮ ઓક્ટોબર

---

કિંમત ૦-૩-૦.

---

આ નાટક સને ૧૮૬૭ ના ૨૫ મા એકટ તથા ઇંગ્લીશ કોપીરાઇટ
એકટ સને ૧૯૧૧ મુજબ પ્રસિદ્ધ કર્તાઓએ રજીસ્ટર કરાવ્યું
છે માટે તેમની લેખીત પરવાનગી વગર કોઇએ છાપવું
છપાવવું વેચવું વેચાવવું તથા ભજવવું.
ભજવાવવું નહી.

---

# અંક પહેલો.

કપૂરકળા— ૪

અનંગ રંગને ઇચ્છે.

વિરહાનળથી વ્યાકુળ થઇ વહતી અનંગ રંગને ઇચ્છે—
ખાનપાન ગુણગાન સ્નાનનું ભાન નહીં મન અંગ;
કીઆ લાલ ઉપર લલચાણી, આળસ મરડે અંગ—રંગને.

કામસેના—જાણી તને અજાણી સ્યાણી પુછે પ્રેમ પ્રસંગ;
મતિ કેવળ મેળવ મન મોહન......................

કપૂરકળા—......................આ તન તંબુ તંગ--રંગને.

કપૂરકળા— ૫

અરરર આવ્યો જબર જ્વર આજ.

કામસેના—તે બોલાવી લાવી? વાલમ વૈદરાજ—અરરર—

કપૂર—પટ તપાસી નાડી, પ્રેમ પેટી ઉઘાડી જડી સુંઘાડી જીવાડે જસકાજ
સ્નેહ કુસુમ મકરંદ લગાડી, ટંડક પમાડી રમાડે રસરાજ. અરરર

કામસેના— ૬

મદન પડ્યો કેડેરે (૨) ઘણી ગભરાઇરે—મદન—
મન હરતી મસ્તીમાં આવ્યો, માવત અંકુશ કપાઇરે—મદન—
કોક વિચક્ષણ વિણ વિહ્વળ હું, ગુજ મન ગાંડી મણાઇરે મદન—
જો સ્વપ્ને સંજોગ બને તો, પોઢું પલંગ ફુલ છાઇરે—મદન—
નિંદ્રાપણ પ્રિયવીણ નવ આવે, કાળજડામાં લાગ લાહ્ય લાઇરે—મદન—

કપૂરકળા—અળાપો ન કર બાળારે, (૨) વિચારી કાંઇરે—અળાપો—
અઘટીત ગણિકાને આ કરવું એમાં છે આપણી કમાઇરે—અળાપો—

કામ—બેગમપુર તણાઇ જવાની, સ્વારથ સગળ સમાઇરે—મદન—

સુમતિ— ૭

સુણ સજ્જન સૈયા સમય સેવાને સાર,

ફરતા આવ્યા ફાંકડા, જવું ક્યાં ધર્યું

સ્વાર્થહત—અવલોકો રૂડું આમ અપ્સરા આ છે,

ચિત્ત લોભાકર્ષણ કરે ચમક ચતુરા છે,

સુમતિ—આ ચમક પુતળી, લોહ પુરૂષને ખીંચે;

સ્વાર્થહત—દષ્ટી અમૃતથી સ્નેહ બીજને સીંચે;

સુમતિ એથી ઉગ્યો આશા તરૂવર અંતરમાં,

ફળ ગ્રહણ કરણ ઉત્સુક થયો આ કરમાં;

કામસેના— ૮

ઓ માહરી, ચાલ્યા પેલા અલબેલા તું મુજને મેળવ, એ વાલમ વ્હેલા;

મુખને મટકે લોચન લટકે, ચતુર વિચક્ષણ ચાલે ચટકે;

શું એ સટકે કેમ ન અટકે રમક ઝમક ઠમક. ઓ૦

કપટકળા—ગણિકા થઇને થા નહી ઘેલી, મન મોહનની વાતો મેલી;

ગુમાન સંઘર તું પહેલી, ઝડપ ઝડપ સડપ તું

કપટકળા— ૯

આવું આંસુ કે ચોમાસું, આવ્યું આંખમાં;

આલી આ ચાલી ખાલી નઃશાસા નાખમાં;

પર નર ખગનું જર જીવન હું, હરણ કરણ હુશિયાર;

વાનર સમ મેં કંઇક નચાવ્યા, નરજનને નિરધાર. આશું•

મમ અક્કલ આગળ પાગળ એ, આમ કરૂં આધીન;

ખાઇ ખ સદાં હૂકમ ઉઠાવે, દાસ થઇ નિસદિન; આશું•

કામ—ખર કે વાનર સમ નહિ. એ નર કામ કુંવર અવતાર;

તું પાગલ નહો નહી પાગલ, એ અહીં નહીં પગ ધરનાર;

આવું આડંબરનું મુજ આગળ મુંકી આંખમાં.

કપટ—વિષય વિજય મય મધુર વચનથી લલચાવું એ લાલ;

પોપટ સમ પટ પકડી પુરૂ, કપટ પાંજરે હાલ. આશું•

કપટકળા— ૧૦

ઓ અલબેલા આવો, આવો, આવોને પ્યારા લાલ;
તલસેછે, તલસેછે, તલસેછે, તલસેછે તલસેછે તમને એ. ઓ૦
આપના નામનો જાપ જપે, સ્મર તાપ તપે તન આતુર આસી;
પ્રાણની હાણ સુજાણ થશે, થશો પાણી જીવાડીએ ચાતુર ચાલી;
કામ છે ઠામે ભરો કુમ આમ, સુકામનો વાડી આ ફુકડ રાખી;
અમૃત ક્યારી નાજુક નારી, નીરખી હરખો નાથ;
શેઠ સ્વીકારી કરો તમારી, સુખી થશો તે સાથ.
અવધારીને અરજ અમારી, ઓ અલબેલા—

સુમતિ— ૧૧

પ્રેમ વચન શરથી મન વિંધી, સ્નેહ સાંકળી સજડ જડીરે;
તીરછાં નયન કરે તન તાણે, પ્રિય ચિત્તવૃત્તિ કેદ પડીરે. પ્રેમ.
આ મણિકા મમ મન મૃગ ઘેરી, ખસવા દે નહી ઓખ ખડીરે પ્રેમ.
સત્ય શિખર નિતિ સંહારણ, મદન હોજ ચોતરફ ચડીરે. પ્રેમ.

કપટકળા— ૧૨

સુકી રકઝક રમણ રસિલા, છાના માના ખેલ છબીલા;
લાલા ચાલો રંગમાં, વિષય ભુજંગમ વિષ ઉતારી.
આપ કરો ઉપચાર ઉમારી, અમૃત છાંટો અંગમાં;

કામસેના— ૧૩

આવો આવો અલબેલા છેલા આ ઘડી,
મારા પ્યારા ન્યારા મુકું નહી આ પાઘડી;
મદન રીપુ મરદી મન મોહન, સુંદર તન આપો આલીંગન
ચતુર પરસ્પર લઇએ ચુંબન— આવો.
વિરહ પિડા હવે નાથ નિવારો;
કપટ—સફળ કરો સંસાર તમારો.

કામ—મુકીને ખટપટ આપ પધારો. જાવો.
કપટ—ઠાલી માલી આ ચાલી વને હું શું નડી.
કામસેના— ૧૪
મારો પાવન કરીયો પલંગ પ્યારા પ્રાણનાથ પધારી;
રમવા રસિક રસિકાથી રંગ, વિરહ દુઃખ નાથ નિવારી.
આજ ઉપજી શીતળતા અંગ, મને સ્વામીનાથ સ્વીકારી.
શરદઋતુ સોહામણી, પુરણ ચંદ્ર પ્રકાશ;
મંદ પવનની લેહેરમાં, વહાલા વિલસો છો વિવિધ વિલાસ. પ્યા.
અંતઃપુરમાં એકલા છાના રાખું છેલ;
કપટ—આ રતીને રતીપતી તમે, રમી રસિક કરો રંગરેલ;
કામ—તન મન ધન અર્પણ કરી, રંજન થઇ દિન રાત;
હાજર રહીશ હજુરમાં, પ્રભુ અવર પુરૂપ ભ્રાત તાત. પ્યા.
સુમતિવિલાસ— ૧૫
પ્રિયા મારીરે પ્રાણ થકી તું છે પ્યારી,
ભાલ ગુલાબીએ બીંદુ બીરાજે, મૃગમદનું મનોહારી, પ્રિયા.
કનક કળસ કુચ કંચુકી કસીઆ, સ્પર્શ સદા સુખકારી, પ્રિયા.
નિરૂપમ નારી તને નીરખાવી, ઉર્વશી ગર્વ ઉતારી. પ્રિયા.
રોજ રહીશ તુજ સમીપ રસિલી, સ્વજન સંબંધ વિસારી. પ્રિયા.
સુમતિવિલાસ— ૧૬
ઘેલી કેમ કરેછે ઘેલાઇ, ચુકી મુકી નારી ચતુરાઇ, શું મુંઝાઇ ઘેલી.
કામ—સ્નેહ શસ્ત્રે વિંધાઇ, ચિત ચોરથી ચુંથાઇ;
લ્હાઇ લ્હેણને લુટાઇ, મુઓ મદન કરે કહાઇ;
સુમ—રસીલી રસીલી અમ શું રઝાય, છાનીરે છાની આ નથી કમાઇ.
કામ—શેઠ સમજી રિસાઇ હજુ આવો બુઝાઇ,
એર પરણ્યાનું પાપ કરો ન્હાય ત્યાં નઝાઇ.

સુમ—મુકીદે મુકીદે આની મુરખાઈ આવુંછું આવુંછું ઘડીકમાં ઘડાઈ ધેલી
જોઈતો—　　　　　　　　　૧૭

બાઈ પટાગે કેમ ઉઘાડયો, જોઉ કુંચી બેસારી કેમ:
સાહેબ આપ બહાર ગયા છે, શું મુંજામાં ઘાલ્યું એમ;
બધું ઘરેણું કયાં લઈ ચાલ્યા, આમ કરી તસ્કરનું કામ;
પડશે માથે અરે અમારે, પાછું મુકો તમે તમામ.

સુ—ચબાવલા તું ગડી ગયો છે, પરની તારે શી પંચાત;
બસબસ તારે નહી બોલવું, હમણાં પાછળ પડશે લાત.
નીચ જાત ચાકરની તારી, આખર જોડા ઉચકનાર;
આવ્યા રાંડના હવે અકલના, બંધાતો ચાલ્યા આ બહાર.

કામસેના—　　　　　　　　　૧૮

વાલમ આવેરે, (૨) આલી જોને આ આનંદ કંદ નંદ નંદ.
મંદ મંદ હસી હસાવેરે—વાલમ.
ચંદ્ર વદન મદન મોહક નયન નિજ નચાવે;
ચતુર ચીત ચળાવે, ઇશ્ક અગ્નિથી લગાવે;
તાપ સઉ સમાવે, મેહુ ભાવેરે—વાલમ.

કામ—　　　　　　　　　૧૯

છબીલા પતિ છોડનારી નથી, જુદી નહીં પડે માછલી નીરથી.
સુ—જરાવાર જય હાલ ચાવું અહીં. અધીરી ના થા સત્ય બોલું સહી
ઘડી એક ઘરમાં નથી ગોઠતું, નથી ચિત વેપારમાં ચોટતું.
કામ—મને પ્રેમ ઓછો દિસે છે પતિ, બીજી કોઈએ શું ભમાડી મતી.
સુમતિ—અરે વહાલી તું આમ આ શું વદી.......................
કામ—...............................પધારો મળશે જવાશે કદી.

સાકાફુળ— ૨૦

ધર્મ નીતી તજી પણ ફરી, નહિ ચમકાવ્યો નામ;
સમજણ વગર સ્વતંત્રતા, આપતાં થયું આમ;
સુંદરી કાંઇ નથી સુઝતુ. એ ૨૪.
સંસારમાં સુત સુંદરી, છુટા મુકતાં છેક;
પસ્તાવું પડશે પાછળ થકી, વંઠી જાતાં વિશેક. સુ૰

સેજ—નિંદાય છે નાત જાતમાં લુચ્ચો કહે એને લોક;
હલકો પડયો સગા વ્હાલામાં, વિવાહ કરશે શું ફોક—
સ્વામી હવે હું તે શું કરૂં.
ભણવું ને ગણવું ભુલી ગયો, ભળગો મુકયો આચાર;
જાતો નથી જીન મંદીરે, વળી તજીઓ વહેવાર—સ્વામી૰

લાલબા— ૨૧

આમ વાંક વગર વિરા મારે છે શું,
સેજ—કાંઇ તારે વશ પડી નથી ધારે છે શું,
સદા—વૃદ્ધ માત પિતાને તું દારે છે શું,
લાલ—ભણી વિધા વગોવી વિચારે છે શું,
સુમતિ—કેમ લાલડી પડી પછાડી......................................
લા—...........જોને માડી ડોળા કાઢી બીક બતાવે મને રડાવે;
સુ—લાતો પડશે ત્યારે રડશે.
લા—ઓ બારે ઓ બાપાજીરે, હાય હાય મને મારીરે—આમ૰

સેજલદે ૨૨

અરે આપણા કુળમાં ઉઠયો અંગારો, હાંહાંરે ઉઠયો અંગારો;
ધરમ કરમ ધન આબરૂ બાળી બળનારો હાંહાંરે. બાળી૰
વેશ્યા વ્યસન સંડાસમાં બુડી નવ બચનારો હાંહાંરે બુડી૰
જશે નિરંતર ઝુરતાં મ્હારો જન્મારો. હાંહાંરે. મા૰

વારાંગનાઓ— ૨૩

જય જય જય-કોશામ્બી નૃપતિ, આપ્યો જશ દેશ વિદેશ;
નિજ વદન વિધુથી ન્યાય સુધા, વસુધા વરસેજ વિશેષ
મહારાજ-શિરતાજ—
પરમ ધરમ મરમ વેધક, પ્રજા તણા પરમેશ;
નિતિની રીતિના ઉપર પ્રીતિ, સાહેબામાં સુરેશ;
કંગાલને ધન માલ આપીને, કૃપાણુ કાપ્યા કલેશ.
આનંદમાં નીત આપની રૈયત, નમન કરે નરેશ. જય જય૦

રાજા— ૨૪

ધીક વ્યભીચારી દુનીયાદારી સર્વ વિસારી,
હાય ! ! ! નગરશેઠ સુણ્યા હું દિલગીર છું ભારી. ધીક૦
રાજ કાજના જુઓ કાયદા, શી એમાં સત્તા મારી;
લંપટના આગળ લાચારી-ધીક૦
પરના ખેતરેનું વાવેતર કદી, આપણા ઢોર ચરે;
પરને સજા શકાય ન મારી.-ધીક૦
ઝેર હળાહળ જો મુરખ જન, પોતાની મેળે પીશે;
કેનો દંડ કરે દરબારી -ધીક૦
કુઆચાર ગણિકાનો એ છે, એ નથી ઠરતી અપરાધી;
બુધ તમે છો જુઓ વિચારી

અંધાન - ૨૫

કરો છો શું વિચાર, કર્યા વગર ઉચાર;
ખુશી કરો સરકાર, વાર કરવી નહી લગાર
નગરશેઠનો કુમાર, ઘેર જાય નહી ગમાર;
પેટવા ક્રોધ પહાર, જવા ઝટ કરો તૈયાર;
કરે શેઠજી ઠગાર, નહી જુદા થનાર.

જાણ્યો જાણ્યો પ્રાણ તમારો પ્યાર.

મારનારીઓ— ૨૬

લીલાવતીએ લખી મોકલ્યોરે, કામળ પ્રીતમ પાસ;
ચાતુર આતુર ચીત થયુંરે, વરવા સદગુણી સુમતિવિલાસ;
વ્હાલા વેલા આવજો—

શરદ પુનમની પદમનારે, ઝાંખી જોબનવતી જેમ;
દિનકર કર પીડન ચહેરે, ઇચ્છું અંતર આપથી એમ—વ્હાલા૦
પરણીને સરવ પ્રકારનારે, પુરણ કરશું કોડ.
રામ સીતા સરખી થશેરે, જાણે રતી રતીપતિ સમજોડ—વ્હાલા૦
સગાં સ્નેહી સજ્જન પંચ સાખથી, પરણે વરવધુ સુખ અભિલાખથી
લાડો લાડી લોચન લાયકાઇથી, ચોરી ચોરીએ ચીત ચતુરાઇથી.
મનડુ પ્રેમે પરસ્પર મેળવી, બની દુધમાં સાકર ભેળવી;
અન્યોઅન્ય ગ્રહણ કરી, હાથનું શુભ ચીંતરી નીજ સ્વામીનાથનું;
સ્હાયભુત થઇ સહુ કાજમા, પામું મંત્રીનું પદ પતિ રાજમાં;
કન્યે એવો કરાર કરી વરી, અગ્નિ ચંદ્ર સુરજને સાક્ષી કરી;
પાલન આ ભવ તને પાળનારરે, કરે કંથ એ કોલ કરારે.
મારા વૈભવમાં તારો ભાગર, બાજીનો વુજ ખેડે ન લાગરે;
કદી નહી અપમાન કરીશરે, તેના જામીન શ્રી જગદીશરે;
હરખે વરત્યાં છે મંગળ ચારરે, કહે કેશવ આનંદ અપારરે.

ગાનાગીઓ— ૨૭

ચાલો મેત્રજને જમે લાગોરે, વરના વંસામાં પાપડ ભાગો—
ચાયે મોતીનો મોહીઓ પાલીરે, જમજો હાથે રામખળીરો આલી
માતી ખાતી સૈયર સાથે આલીરે, મોટી ટોળી વીરાવ વૈભવ મહા રે,

કંકુ તિલક કરી ચોખા ચોડીરે, નાક તાણ્યું છે મ્હો મચકોડી,
મુના તારાના દરશન થાયરે, જોડું અવિચળ રહેજો સદાય.

સુગુણમંજરી— ૨૮

વિસરી જયદશા સખીને, પતિ પ્રેમમાં પડી પુન્યશાળા,
ધર્મ ધર્મપત્નિનો, કદી વીસરવો નહીં વિનયવાળી.

સાહેલીઓ— ૨૯

સેપર સુખકર સંસાર, શિયળ ભુષણ સજીએ,
એ વિણ નીગુણા નરનાર તનમનથી તજીએ;
પર નર નારી પ્રેમ પ્રદીપમાં, પડી પતંગ સમાનરે,
સુજસ શરીર સળગાવી મુકે, કંઇક નષ્ટ નાદાન— શિ.
અવર અખંડિત અંગ અનોપમ, નહીં મળે એક નાકરે;
શિયળ વિના એવા સદગુણ, સહુ જેમ સોમલ સંપાક,
વ્યભિચારીને સઉ સંસારી, કરે અધિક ધિક્કારરે;
પરપોળે પકડાતાં, પડીયા મ્હોટા જનને માર— શિ.
જાર કરમથી જેઠ જગતમાં, કરે કલંકીત કુળરે,
અક્કલમાં અંધારા ઉઠયા, ધર્મ કરમમાં ધુળ— શિ.
વેર વિરોધ વધે વ્યભિચારે, નિશ્ચય ધનનો નાશરે;
શિવસુત કેશવ શિયળવંતના, દેવ સરીખા દાસ.

સુમતિ— ૩૦

ચમકી ચમકી ચતુરા ક્યાં ચાલી, અહીંથી ઉઠીને હાલી,
બેસો, બેસો બેસો શું બ્હીતું પ્રમદ અધરામૃત પીશું.
લીલાવતી—ઉઉહું ઉઉહું ઉહું ઉહું
સુમતિ—..........................તજ લાજ પતિ પુજ હું. હું.
લીલા...અપ્રીત અહીં, અપ્રીત અહીં નહીં આચરશું,

સુમતી—…………… …………….અહીંયાં અંતઃપુર કરવું,
લીલા—ઓ સખીઓ, ઓ સખીઓ મારી આવી,
સુમતી—……………………શું સટકી જવું સમજાવી,
લીલા—અળગા રહો અળગા રહોને વળગોમાં,
સુમતી—……………………બાળા અમથા બોલોમાં,
લીલા—એ આવી, એ આ આવી હું બાઇ,
સુમતી—……………………આવી કર નહી આડાઇ,
લીલા—માજી માજી બોલાવે મ્હારાં,
સુમતી—……………………નહી ચાલે નખરાં ત્હારાં;
લીલા—માં રગડો, માં રગડો મારગ મેલો,
સુમતી—……………છુટીનો શું ઉખડેલો,
લીલા—દમ રાખો, દમ રાખો દ્વાર ઉઘાડાં,
સુમતી—… ………બે આ કરી આવું આડાં,
લીલા—સલુણા, સલુણા મુજને સપડાવી, પણ નાસું નજર ચુકાવી,
સુમતી—ઠમણી ઠમણી ઠગીને શું નાસે,
લીલા—……………………મુકો મશ્કરીઓ થાશે.

સુમતી— ૩૧

આ મુગ્ધાની દુગ્ધા, માત પીતાએ મુજને વળગાડી;
માન્યું કહ્યું ન મારૂં, અરે રાંડ આ વખત થઇ આડી;
એને બોલાવાના, બ્હાલી વેશ્યાના સોગન ખાધા;—
મ્હોટી ભૂલ કરી મ્હેં, હવે ફરી બોલાવાની બાધા.—

ગાનારીઓ— ૩૨

પરણી નવલા કૈશરમ્બીએ પધારીયા, વાજાં વાગે જોશારે રંગ્રાગે;
સાહેલડી લાડી લાખેણી લાવ્યો લાડણો.

ધન્ય ધન્ય સદાફળ શેઠને, જાન જોડી નાંખ્યા છે નાણાં તોડી સા.
રથમાં વરવહુને ચમર વિંઝાય છે, દીસે ડાળા સેંજળદેના જાયા. સા.
જમલાડી વરવહુનું જોડું જોઈને, બેઠી આંખે ઉંડા નિસાસા નાંખે. સા.
મો—લાલ સાહેબને સમજાવે સાનમાં, લલચાવે ને મોતીડે વધાવે;
સાહેલડી શેઠની ફનેતીના ફાળકા.
મા—મોટું મ્હાજન સાજનમાં મળ્યું, આવી રાજદરબારી તૂપ પેરી. સા.

# અંક બીજો

**સુમતીવિલાસ—** ૩૩

હું આની સાથે શું કરૂં, વળગ્યું વેંમ આ ખરેખરૂં;
મનની મેલી મળી, તરછોડીને ટળી, જઉંછું બળી, ઉદ્ધમાં ભળી,
હસે શીંગમાંથી સળી, અહીં હવે નહીં ઠરૂં:
તજી ખાનપાન વાટ જોતી, હશે જીવ જાન:
જાઉં ઝટ એના જાન, સાથે મ્હેં જડયા છે જાન;
નડતી પડતી રડતી છોડું છું હવે છળી.—તરછોડી.

**લીલાવતી—** ૩૪

પ્રાણપતિ પ્રાણપતિ પ્રાણપતિરે, અહીં નથી અહીં નથી અહીં નથીરે;
અરે અહીં એકલી મુકીને મને આમ, અચાનક ફરી કંઇ ક્યાં ગયાતમે.
સ્વામી વેંલા સમાગમે આતે શું કરયું, સાંભળેલું મેં જે હતું તે સાચું ઠરયું;
અચિત પિયુજી ઉઠતી જાણી ખરયા, આશરે જાણું તેસ્યા જાગે વરયા:

**લીલાવતી—** ૩૫

પ્રિય પતિ નમે ઝટ આવો આ સમે;
આપ વિના વિરહ વન્હિ થી રીતે શમે.

વેશ્યા વ્હાલી હતી પતી તો ન'તી પરણ્યુવી નાર,
નિદ્રા મુજને નામ ન આવે આપ વગર આ ઠાર;
આભુષણ અંબર ભીંજાવ્યાં કરતાં અશ્રુપાત,
રોતાં રોતાં નથી ખુટતી, અરે રાક્ષસી રાત.
મને ભાસકી સરખુ ભાસે, શયન ભુવન ભરથાર,
ઝાંઝર જાણે જડી બેડીઓ, અકળાવે આ વાર;
કનક વલય કરકડી બરાબર, વર વીણ કેદી વેશ;
આ આંજેલી આંખે લાગે, મરચાં સરખી મેશ—
નંગ જડેલી નવીન કંચુકી, બંધન સરખી ખાંણ.
બહુ દુઃખ દે છે કામ કરોગો, હવે કરું શું હાય—
અલંકાર ધખના અંગારા, મણીવર ફુલની માળ,
મંદ પવનની લ્હેરો લાગે, જાણે અગ્નિ જ્વાળ—
કસ્તુરી કંકુને કેસર, રસિયા તુજવિણ રાખ;
પતિ વિણ કોણ કરે, પરિપુરણ અંતરના અભિલાખ—પ્રિય૦

કપરકળા— ૩૬

આમ શું કરે છે આલી રજતો ધીરજ ધર;
ધર ધર ધર ધીવર કર નજર નિરખ વર હરખ ભર;
મીલાવ કર કર— આમ શું.

સ્મર જ્વર હર સુખ કર ધનવંતર, અરઓપન બેઠી સુંદરવર;
અધર સુધારસ પાઇ પરસ્પર, કામ ક્રીડા સરખી કર કર—આમ.

સુખતિ— ૩૭

મોહી રહીયું મંદ હાસ્યમાં રસિલી તારા—મોહી૦
ઓકસાની રહી નહી પરણી ગુહિણી પાસે, એકલી મુકી આવ્યો આવાસમાં
આપણે બે બોમબોમતી જે બોમ એના, મૈયર જવાની એક આસુમાં રસા.

કામની તમે કર્યું કાંઇ મને કામણુ,પકડી જકડી પાડયોં પ્રેમ પાસમાં રસી.
તુજ થકી અધિક કોઇ વિશ્વ નથી વ્હાલું,પ્રતિજ્ઞા કરશું પ્રકાશમાં રસી.
વણુજને વ્યાપાર વ્હાલી ધર્મ કર્મ શર્મ તજી,માળવીછે વય બધી વિલાસમાં.૨

લીલાવતી— ૩૮

નાથથી નિરાશ થઇ, મુંઝાઇ હું મરૂં—
લાલથી નથી હું લડી. પ્રાણુ વિના લાશ પડી;
મદન ગીધ ચાંચ ચડી, હાય શું કરૂં—
વ્હાલા વ્યભીચારી થયા, ઉંઘતી મુકીને ગયા;
એક રાંડ રાખી રહ્યા, ઠામ ક્યાં ઠરૂં—

સુગુણ— ૩૯

અરે આવડા શું અકળાયરે બેની સઉ સારૂં થશે;
મારા સમ જો મન મુંઝાયરે—
રડી રડી થઇ આંખડી રાતી, કાયા ગઇ કરમાઇ;
મ્લાન દેખીને મુખડું તારૂં, મને થાએ કાંઇ કાંઇ.
લીલા—કરી નાવશે નાહાની, જશે કેમ જીંદગાની—અરે૦
સુગુણ—સાસન દેવતા સ્હાયથી, તારો સુધરસે સંસાર;
સાચું પતિવ્રત પાળતાં, તારે વશ થશે ભરથાર.
લીલા—મારી છેડા છેઠી બાંધી, કરી પુરી આ ઉપાધી—અરે૦

લીલાવતી— ૪૦

સખી પરભવ પાપ અમાપ કરી હુંતો અવતરી,
મને વિશ્વ વધુના પ્રતાપ પતિએ પરહરી;
હશે ભરડયાં સજીવન ધાન અણુગળ પાણી વાવરયાં,
કરયું મુનિવરનું અપમાન પરમાહાનાં ધન હરયાં,
લીધી વિદ્યા ગુરૂજીને આળ દેઇ વ્રત ભાગીયાં.

તોડી નાંખી તળાવની પાળ. તેના પાપ જાગીયાં;
કાંતો પુન્યની ફોડેલ પર્વ, કે જાન જુદી હશે.
નિજ ધર્મ તજ્યો ધરી ગર્વ, સખી મારૂ શું થશે,
ઋષ પાપી તણી પક્ષકાર, ઉત્તમ અપમાનીયાં.
મુકી અળગો આવકનો આચાર, મીથ્યાત્વીને માનીયાં;
કુડી સાખ ભરી સરકાર, ખોટાં ખત મેં લખી
દોરી દીન જનને દરબાર, દૂશે કરીઆં દુઃખી;
આવાં પાતીક મ્હેતો અપાર, કરવાં લશે પુરવે.
વેશ્યા સંગી મળ્યો ભરથાર, અરે મને આ ભવે.

ગુણસુ— ૪૧

શ્રી જીન દરશન કરવા જઇએ, કાંઈ ફીકર ન કાંઈ;
બીજા—ઉઠોને આદિશ્વર મંદીર, આંગી છે સુખદાઇ;
જીન ગુણ ગાઇ કરીએ પુન્ય કમાઇ— જી.

લીલાવતી— ૪૨

સુણ સાહેલી કરવું શું હવે, શાથી જન્મારો જશે.
ગુણસુ—તારા શીયળ પ્રભાવથી, બેની સ્વામી તુજ સારો થશે;
જ્હાવે વાંક વિના વિસારી, નળની જે દવદંતી નારી.
પાળી તે પતિએ સ્વીકારી, તેમ એ તારો થશે;

સદાફળ— ૪૩

જબરામણ મને ઘડપણમાં આવે છે ઘણીરે,
લંપટ પુત્ર પાકયોરે, હું તો એનાથી થાકયોરે.
એકું છે ઘર મારૂં, સાસરીયું એનું સારૂં;
ઘણી સમજાવી વહુ છે, તનય તણીરે. જબ—
એ લોક લાજેરે. આણું કરવા કાજેરે;

મુજને બહુ બનાવી, વહુને નહી વળાવી;
શરમાસો વહુની સખીનાં વચન સુણીરે— ગજ૦
વરસને મહીના રે વીતી ગયા કઠીનારે,
હવે ફરી હું જઈને, કાંઈક દિલાસો દઈને;
લીલાવતીને લઈને આવું ઘર બણીરે— ગજ૦.

સુભગા— ૪૪

દુઃખી તું દીકરી મારી, સુણી સમ સાસરી તારી;
પીયરમાં સુખપાલ પણ, કામ ન આવે કાંઈ.

લીલા—સુણી સાસરીયા તણી, સજન કરી સુખદાઈ;
સુગુણ—ગુરૂ શીક્ષા સુણી સારી, બણી દીલમાં લીધી ધારી;
લીલા—અછતાં આવે આજ અહી, કરો શુદ્ધ વિચાર;
સસરા પુજ્ય પીતા સમા, આવ્યા બીજીવાર.
સોમદત—અરે વર છે વ્યભીચારી, એથી દુઃખ ઉપજે ભારી;

સદા— ૪૫

સુકુળ વધુ તમે સાંભળો દુઃખોના સમયની વાતજી;
જો મન ચાય તો માનજો, ભાખુછું ભલી ભાતજી;
ઉંડુરે હૃદયમાં આલોચજો. ( એ ટેક )
ભણતાં ભણતાં ભણાય છે લખતાં ગ્રંથ લખાયજી;
જેલ ઝરણાને માળીયાં, ચણતાં ચણતાં ચણાયજી; ઉંડુ૦—
ડગલે ડગલે ડુંગરો, ચડતાં ચડતાં ચડાયજી;
સાગર સમ સરોવર વળી, ટીપે ટીપે ભરાયજી. ઉંડુ૦—
ઉદ્યમ કરતાં આળસ વછી, દુઃખ દારિદ્ર જાયજી;
એમ ઉપાય આરંભતાં, સર્વ કાર્ય સધાયજી. ઉંડુ૦—
એથી ભાવી વેર આપણે, કરશો કાંઈ ઉપાયજી;
ધરશ પ્રભાવ થકી પછી, સાધન દેવતા સહાયજી. ઉંડુ૦—

**સખીઓ—** ૪૬

મ્હારી લાયક લીલાવતી બ્હેન હવે સાસરે સીધારોરે,
યુક્તિ પ્રયુક્તિથી પતિવ્રત પ્રભાવ સ્વામીને સુધારોરે:
બ્રાહ્મી ચંદનબાળાને શીવા સુલસા સુભદ્રા સાધ્વીરે,
પ્રભાવતી પદ્માવતી શીળવતી સીતા કૌશલ્યા વખાણીરે;
પુષ્પચુલા મૃગાવતી કુન્તી દ્રોપતી રાજુલ દમયંતીરે,
સતીના ચરિત્ર સુણી સુપવિત્ર ગુણ ગ્રહી ગુણવંતીરે;
નિત્ય પ્રણમીએ પ્રભાતે ગુરૂદેવરે જીણંદ જયકારી,
પછી સારીયે સાસરીયાની સેવરે, વિનય ધર્મ ધારીરે:
સખી પુરેપુરો પ્રથમથી વીચાર કરી, કાર્ય કાંઇ કરીએરે,
શીખ સાસરવાસામાં વીરા, કેશવની બેહને વિચરીએરે.

**લીલાવતી—** ( સ્વગત ) ૪૭

રે કર્યો વેશ્યાએ કેર, રૂપજે ઝેર, વાળવું વેર, હવે શા માને,
હું કાળી નાગણ થઇ ડસું ગણિકાને.
આ જોબન રસ છલકાય, વસુ વનમાંય, બાલવિણ લાય ઉઠેછે અંગે,
શી યુક્તિ કરતાં મળું સલુણા સંગે.
શું કરૂં સુઝે નહી કાંઇ ઘણી ગભરાઇ, મરૂં વિષ ખાઇ, વિધુઉપાયે
નિશ્ચળીયાતીના ઉપર નજર સહુ નાખે.
મંગાવુ મહીષી ચાર, જોઇ શીકાર, અરે આચાર, કદી અસત્તાને,
હું કાળી નાગણ થઇ ડસું ગણિકાને.

**બાલમા—** ૪૮

ફરી વેશ્યાની યારી બેઠા અટારી પેખ્યા વધારા શાખ,
જાઓ યાઓ મદધારી, ભાવી આભારી, બેઠા અટારી—પેખ્યા
વીજીને બાંઠયા વેશ્યા ઉ વસમી, જોવે ન ચાલે [illegible]

જાણશે તો ઝેર ખાણશે ઝાઝુ, કરશે રાંડ રોકાણ;
જુઓ જળની ઝારી, હાથમાં ધારી— એઠા૰

લીલાવતી— ૪૯

અવર મદન અલબેલો, આતો દીસે અવર મદન અલબેલો—આ.
શરદપુનમના સુધાકર સરીખો, આજ નગરમાં ઉગેલો—આ૰
મનોહર કસ્તુરીઆ મૃગ મારક, જોઉં ઝરૂખે ઝુકેલો—આ૰
હું નિરભાગી નાથ તજી મને, વેશ્યા આવાસે વસેલો—આ૰
ધન મણિકા ધરણીતલ તુજને, પ્રિય કર્યો મમ પરણેલો—આ૰
ચંદ્ર ચકોરને મયુર મેઘ સમ, મુજ મન રંગ રહેલો—આ૰
મધ્યચારી વેશ નહીં જાણ્યું, મમ છળ છેલ છબીલો— આ૰

સાહેલીઓ— ૫૦

ગરબો.

સખીઓ નિજ નિજ નીતિ ધર્મ સદા સંભાળીએરે,
પરમ પવિત્ર પતિવ્રત પટકુળ કરી પરિધાન;
સાસુ સસરા માતપિતાની સેવા સાચવોરે,
ભાવ સહિત ભક્તિથી નીત ભજીએ ભગવાન;
એવા ઉત્તમ ગુણથી ઉભય સુકુળ અજવાળીએરે. (ટેક)
નજરે નજર ન જોઈએ, નાથ વિના નર સાથ,
પર નરને નવ આપીએ, તાળી હાથો હાથ;
હસવું રમવું જમવું એકાંતે નવ બેસવુંરે,
પતિવિણ પતિના પણ સહમિત્રોની સંગાથ—એવા૰
નાથ વિના કરવી નહિ, વિનોદ રસની વાત,
વિષ વિરૂદ્ધ ન વર્તવું, ભલે ભાત કે તાત;
લજ્જાથી ભ્રષ્ટ થવું નહિ, સુંદરી સહ આચારથીરે,
નિર્લજ નટખટની સોબત વરજી સુજાત—એવા૰

કુષ્ઠી કદરૂપ કુબડો, નિરધન નિરબળ કાય;
મતિહીણું પતિત પતિ મળે, એ સતીને સુરરાય;
જોડી પગ અંગુઠે, દ્રષ્ટિ આણું ઓઢીએરે,
સુખકર સાચવીએ સહુ સાથે સંપ સહાય—એવા૦
ઉંચે સ્વરે ન ઉચરવું, મુકીને મરજાદ,
કુલિન બ્હેન કરવો નહી, વડિથી વિવાદ;
ચંચળ ચાલે ચટક મટક, ચતુરા નવ ચાલીએરે,
શીવસુત કેશવની શીખામણ અંતર વાદ—એવા૦

**લીલાવતી—** ૫૧

અમૃત સરખું સુખકારીરે, મીઠડું મહી વેચું મહી વેચું,
લ્યો કોઈ આવ્યા નરનારીરે, મીઠડું મહી વેચું મહી વેચું.

**સુમતી—** ૫૨

આ ભરવાડણી અજબ અપાર અજબ અપાર, દીઠી—આ૦
રંભા થકી પણ અધિક રૂપાળી, કે ઉમીયા અવતાર;
શેષ સમા શીશ કેશ સુશોભિત, શશીવદની સુખકાર,
શુક સમ નાકે નથની ચરકે, અરૂણ અધર નિરધાર;
ચંપકવરણી એ મૃગનયની, મારી કટાક્ષ કટાર—આ૦
કેસરી સરખો લંક કટીનો, ગુંબ નિતંબ આકાર—
અંગ અનોપમ કોમળ ઓઢી, કોકિલ કંઠ ઉચ્ચાર—

**લીલાવતી—** ૫૩

અમૃત સરખું સુખકારીરે, મીઠડું મહી વેચું મહી વેચું,
લ્યો કોઈ આવ્યા નરનારીરે— મીઠડું.

**સુમતિ**—મારે મહી લેવું મહી લેવું.

આપીને મટકી ઉતારીરે, મારે મેવારી મોહનારીરે—મારે.

ઝટપટ ઘુંઘટ પટ ખોલોરે, મારે મહી મુલવાં બરાબર બોલોરે—મહી.

મેચારી— ૫૪

મેતાણીરે શું મહી મુલ બતાવું, આપો પછી ભાવ જણાવું;
મળશે નહીરે કહી દુનિઆમાં આવું, સમજીને શું સમજાવું.
જુગતીથી રોજ જમાવું, લ્યો લાલન શું લલચાવું;
ખાધા કેડે ખુશ થાવું, તક જાશેરે તો પડશે પસ્તાવું; સ૦

સુ—મહી મીઠુંરે મ્હેં ચાખ્યું મહિયારી, તું ગામ કયે વસનારી;
ભ્રગુટીમાંરે ગુરકી ભાસે ભારી, કહો નામ તમારૂ નારી;
વળી ઓઢણુ તમારો વિહારી, સ્મિત હાસ્યથી મન હરનારી;
હેં' તુજ કુળ કામણગારી, સાવિત્રીરે તુલ્ય ન આવે તારી;

હી—રંગીલારે મારી જાત રબારી, હું રાજપુરે રહેનારી;
હનવો છે રે મમ સ્વામી સુખકારી, મમ નામ સલુણી સારી;
તમો વણીક વડા વેપારી, પુછી કુળ જાત અમારી;
શું વાત વિવાહની વીચારી, મનમોહનરે હું નવ પરણીત નારી;

સુ—અલબેલીરે મારે અનંગ ઉછાળા, સુણી મધુર વચન મરમાળા;

હી—નવ સમજુરે હું ભોળી નવ તેર, મહાપાપી દુઝે મમ ઘેર;
મોંઘુ છે ગોરસ મારૂં, વડી વાત બને નહી વારૂ:
નથી લીધું કાંઇ તમારૂં, હું જણ્ડુંરે અતિ રતિપતિથી રૂપાળા;

સુ—શા મારેરે વાત જવાની બોલે, મમ જીવ ચડ્યો ચકડોળે,

હી—અણઘટતારે ઘાટ નમે ઘ શોમાં, આધા ર્હોને અડશોમાં;

સુ—હું આધોધું અલબેલીરે, તજ તું ગભરામણ ઘેલી;
મહી મુલ કહો મન મેલી, હીલ હરખીરે શું હવે ડાંપણ ડહોળે મ.

હી—રંગરંગિયારે દુરીજનથી મન ડરીએ, કહો ભાવ ખરો શું કરીએ;

સુ—(સ્વગત) ગજગમનીરે મુજથી નજર મીલાવે, નખરેથી નયન નચાવે.

કુમ કુમનો ચાંદ કપાળે, વળ ગોર ગુલાબી ગાલે,
ચમકારે ચીતડુ ચાળે, વશ કરવાને તસ વચને અનુસરીએ;
દીલમાં દુરીજનથી ન ડરીએ
લી—વાલાજીરે શી મન વાત વિચારો, મુજને વહશે ઘણું મારો;
મારગડો મુકોને મન ગમતા, સુંદર રાખુછું સ ત્તા;
ઠીક છો અબળા ઠગનારા, કરો આખ તણા અણુસારા;
મેં જાણ્યા વિચાર તમારા, ધારો છો તે સ્વાય નથી સરનારો.
સુમતિ— ૫૫
કામણગારી નારી, કે’ને મને વાત તારીરે;
છેલ છબીલી છબી છોકડી, આ દીસે અદભૂત.
ગુણ હીણો ગામડીઓ બુહો, એતો ભમતા ભુત;—કા૦
ચતુર વિચક્ષણ તું ચતુરાન, ઘણી મુરખ સરદાર;
ચંપકવરણી કેમ ચાલે છે, ગમારથી ધરબાર.
લી—ડાહ્યા ડમરા તમને પરનારી લાગે વાત પ્યારીરે;
પગ હેઠળ દાવાનળ સળગે, એ અવલોકો આપ,
અમને પછી શીખામણ આપો, મોહન રાખી માપ—ડા૦
નીરલજ નીચ જાતના નારી, આ ગણિકા ગુણહીણ;
કેમ પ્રેમ બાંધ્યો પાતળીઆ, પુરણ થઇ પ્રવીણ.—ડા૦
સુમતિ—મધુર વચનથી કરે હરણ, મન સુંદર રસિક શરીર;
કોક કળામાં પૂર્ણ કુશળતા,...............................
લી— ...................................હરે પુરૂષનું હીર;
ભલે લાલ તમાએ મારી મુખડું લાલ રાખોરે;
અતએલા ઉત્તમ કુળ ઉપજ્યા, આ કુલટા કમજાત;
કામણગારા કેમ બને છે, તેહો બરાબર વાત;

સુમતી— ૫૬

તાજે થયેલું સલુણી તમારા.......................................

મૈ—..................................મ્હોર આપો મનમોહન મારા

સુ—નાહક આહક નવ ભડકાવો, સત્ય વિચાર સલુણી જણાવો;

મૈ—કૃપણતા શેઠ તમારે તો કરવી, જ્યાંલી વેશ્યા તણી હાજરી ભરવી;
દામ વીના દહાડો ક્યાં થકી વળશે, માલ વેશ્યા મુખડી સમ મળશે.
બેધક વચન વદો શું વિચારી.......................................

સુમતિ—...........................શી મરજી છે સલુણી તમારી;
મૈ—આળ કરો નહી વેશ્યા વે'મારી, મુજને હાથ મારો મરડારી.
હું તો અહી નહી આવું હવેથી, હાંકડે રાવ શી શોક ફજેતી;
સુ—મ્હોર આપી લેઉ માલ તમારો, નીત્ય બે વખતનો બાંધીયે વારો;

મૈયારી— ૫૭

રીસકણા રીસકણા રીસકણા રીસકણા;
પ્રેમ જાળ પકડી લાલ, અવળી ચાલ, ચલવો લાલ;
આ મડદાલ વચમાં સાલ, બગડે તાલ કરીએ ખ્યાલ;
મુકીને ખલક ખાળ માનસર આ મરાળ રંગે રમોને રસાળ.

સુમતી—અટકાવે લટકાવે શરમાવે ભરમાવે તરસાવે દરસાવે વ્હાલ.

મૈયારી— ૫૮

પ્રીતમ આ પ્રણામ છે?

સુમતી—હા હા હા હા.

મૈયારી—ડાકણનું દબાણ છે!

સુમતી—ના ના ના ના.

મૈયારી—રાળી પાડી ભોળી પ્રેમપ્રમોદથી બ્હાલો મારો આ વેચાણ છે

સુમતી—હા હા હા હા.

નગર ફરતાં નીકળી, પડું અમૃતરસ ખાણ,

**બ્રહ્મચારી**—જીવ જીવન સજીવન થવું, બેટે પડમણી ભાણું.
**સુમતી**—કરવુ સ રેપમું ને કે પરસ્પર.
**બ્રહ્મચારી**—પ્રિય શું? પ્રથમની પીછાણુ છે.
**સુમતી**—હા હા હા હા.

**બ્રહ્મચારી**— ૬૦

ચાલીજા ચાલીજા અહીંથી ચુડેલ,
મીઠું તું મનાવી ફંદામાં ફસાવી, પ્રપંચે પટાવી ખેલાવીને ખેલ.
ચડાવી ચોળાવી ફસાવી, બનાવી પથરા પડાવી છળાવી છળેલ.
ઠગામી સ્વામી જે ઉછરતા ફુરેલ, વ્હાલાને મુકીને વંઠી ગએલ;
તરુણી તજાવી, તેં ઢંકો વગાવી, રંડા તેં રડાવી મરાવી નાંગેલ.

**કામ**— ૬૧

ઉદય ઉદય અહીં જાને તારે ઘેર, ધુતારી ધુતવાને આવીરે;
કયા બગનું વાળે છે તું આ વેર, ધુતારી ધુતવાને આવીરે
છેલછબીલાને છેતરી છીનાળ, ધુ. તારું કાળું કર આવ્યો તારો કાળ ધુ.
બોલી મીઠામીઠાં કપટ વચન, ધુ. કરે મલીન મહેતાજી તણું મન ધુ.
તારું પેગણ થયું બધુ પ્રગટ, ધુ. હવે આવીશ નહીં મારે આવાસ ધુ
**બ્રહ્મચારી**—રાંડ આ રીત રસિક કરો રેજ, નટ્ટ ફટ ફટ તનેરે,
તારા મમત ઉપર માર્યું ગોજ, નટ્ટ ફટ ફટ તનેરે;
તારી ખોટીછે પીતળ જેવી પ્રીત, ન. તું જ માટી નવાનવા કરે નીત ન.
રમે તમારાથી જે પુરૂષ જાર, ન. એના જનમનું એંઠું જમનાર. ન.
તારી ખચિત ખલક ખુંદે ખાટ, ન. તારું તન તેતો કુતરાની ચાટ. ન.
તને અડતાં મહજ અભડાય, ન. તારા સંગથી નરકે નર જાય ન.

**કામ**—

કાંક હાળમાં કાળુ મને દેખાય, ધુ. આતો ખાંટી તારા કામણીશું થાય. ધુ.

મૈ-મારૂં ફોડી નાંખજે ઘુંઘટ્યા ટુટ ન. બહાભાસ આમાંટીછે માણું ફુટ ન.
કામ—જુંડી રાંડ નિત્ય ભાત ભરવાડ, ધુનારી ધમકાવે મનેરે;
અહીંથી તારી મહિ મટકી ઉપાડ—ધુ.
સુમતી—બસ બસ રાંડ ઝાઝું નહી બોલ, આધીરે તારૂં આવી બન્યુંરે
તેંતો હાથે કરી ખોયો તારો તોલ—આ૦

સુમતી— ૬૨

માઠું લગાડોતો મારાસમછે સગુણીરે,નથી આનકટમાં બે બદામની પુણીરે
વચ્ચમાબોલાવ્યા વીણુ બોલી વઢકારીરે, નીચમાંનિત્ય વેશ્યા નિર્લજ નઠારીરે

મર્મચારી— ૬૩

મહી મહુ વેચાય, અહીં નહીં ભવાય અપમાન થાય;
મ્હારો સહાય ક્યાંથી અપાય, નીચ આધીન નગીના.
સુમતી—આમ ચતુર નાર કરી પુર્ણ પ્યાર ડર નવ લગાર;
નિત્ય આપ્યા હાર, લે મુક્તાહાર, વળી આપીશ હાગીના.

સુમતી— ૬૪

આજ રંગમાં રસિલીપ્યારી રાતરહો,વીસ પ્હોર કાલને પ્રભાતે લહો. આ.
કટુક વચન કુલટા નહીં બોલે, આટલું સહુ સુજાત સહો. આ.

મર્મચારી— ૬૫

નગીનારે નેહ નજર કરી આજ,
અર્દ્ધાંગિની હું આધીન અલબેલા, પણુ નડવાની પીડાજ.
સુમતી—રે મચ્છુકાને હું નહી ગાંઠુ, મનથી ટરે છો મિજાજ;
રસિલીરે, રાત રહો અહીં આજ;
લે આ વચન તન મન ધન તારૂં, નથી એ કરકચાનું કાજ.
મ—હું પણ કોલ કરાર કરૂં પતિ, આશીશ નીત અહીં આજ—ન.
કુરે ભરવાડણ સરખી, શ્રીકાર મુખ ક્યાંજ—ન.

# અંક ૩ જો.

કામ— ૫૬

કુમતણી કથનીરે કયાં જઈને કરૂં, દીલડામાં સળગે દવાનળ દુઃખનો;
ભરથારણ વેરણના ભંભેર્યા થકી, શેઠ જુએ નહિ સ્નેહે મમ સન્મુખનો;
મેં જમજા માણે છે મારા દેખતાં, લાજ ન આવે નિર્લજને લવલેશનો;
અહનિશ એ બેજણ રેછે આનંદમાં, કલેશ વિશેષ મને ઉપજે હમેશનો ક.
ફેર છે મતિચારી મારો ઝાંપડો, કર્યો કંથ વશ કરૂં હવે હું કેમનો;
ખટ્ટ ખોલુંનો સાડાચાર વરસ તણો,-તુટી તરત પ્રિતમથી પ્રેમનો. ક.

મદંચારી— ૫૭

અમૃત સરખુ સુખકારીરે, લ્યો મનમોહન મહી લાવી.
કા—આ હડદયા સપડી આવીરે, કાંમણ ડુંમણ કાંઇ કરે.
બહકેલી કરતાં ફાવીરે, કામણ૦

કપટ— ૫૮

હજુએ નવ આવતી અટકી.
કામ—કેમ કરૂં જસે કાળજું સટકી નથી હઠતી પઠકી ચડકી—હજુ.
કપટ—હું પનણુ રંજકણ અમ ખટકી........................
કામ—.................................છેલ જશે છટકી અટકી.

મદચારી— ૫૯

અમૃત સરખુ સુખકારીરે, લ્યો મનમોહન મહી લાવી;
બજે મનમાં વેરણ ભારીરે, લ્યો૦
સુમતી—તુજ હો અધિકું ગુણકારીરે, આવો મતિચારી ભારી;
" જગરૂ રહેશે જયકારીરે—આવો૦
મદચારી—મતિચારી મંત્ર વિચારીરે, આ શું કામણ કરવું;
ભડભડતી આ ચિતાથીરે, એક દીન આવશે મરવું.

ક—ફળી શું હાંથા ફુટીરે, લીધી તુજ આંખમી લુટી;
કા—ખાટી મમ મારી ખુંટીરે, શું કરવું માથું ફુટી.
પઠકણુ ફાટી તું ઝાંઝરે, લોક ચકી પણ નવ લાજી;
બધી હાય કરી તેં બાજીરે, કર મહેતાજીને રાજી.
મ—મીઠડા લ્યોને મઢી મીઠું રે, કાળજહુ ઠંકુ થારો;
આતો નથી ખ્વર અજીઠુરે. કાળજકુ.

સુમતી— ૭૦

મગપતિ તજપતી રતીમનીરે રતી આકૃતી રતી નથી તું વિસરતી રતી
નતજવ્યુ આરપાર હૃદયમાં ઉતારી, સજળ ચપળ ચક્ષુ અરઝી ગમકર્ગારે
મ મીઠાં મીઠાં વચન આમ મરમમાં ઉચારી;
ધાર્યું છે શુ ! ક્યા સુધી ધરૂ પ્રતીરે, કાંઠ મોહની કરી મને રતિપતિ.
સુ—સુખદાયક મમ લાયક લલના, જન્મીશું આહેર જાતીમાં જતીરે.
મ—અવગાં કામ કરે પીધી કહેવું શું વચારે,
શું સદ્ગુણા આપ યોગ્ય આ હતીરે, શમ્ય રાખીને રહ્યા તમે રતિપતિ
સુ—મધુરી તું રસિકા સમાન. મેલ્યાં મારમાં.
મ—હણ્યુ જેતી આપ નવ કરો કૃતિરે, રમે આંખમાં સાંકળીયા રતિપતિ
કપ—છટકતી છીનાળ છાશ કેમ છેડતી નથી;
કા—જાને અલી જાને કરશું જતીરે, કેમ આવતી હજુ નથી તુ અટકલી
સુ—રમક ઝુનક કરતી નીત્ય આવશે રસીલી મીઠકુ મહીવેચુ સુખકચરતી
મ—પ્રેમ પોથી પઢી પ્રવીણ પ્રાણજીવન પામે;
મુ—મણિકા ગમારમા નથી મતીરે.

કામસેના— ૭૧

મુજને ભીખ માગતી તેંજ કરી, તેંજ કરી ચન માલ મતા હરી
દાસડાનાં નવ લેશ ડરી— મુ—
ના કહેતાં નિતનિત ઘર આવે, ના તુજને નથી શરમ જરી. મુ—
કામ નથી ઘરમાં લમ કેર, આ કુ સત્ય વચન ઉચર્યું. મુ—

નકટાં થઇ કહી પગ નવ દેશો, મમ ઘરમાં ફટકેલ ફરી. મુ—
આજ થકી કરો અદીઠ તમારૂં, હું ખોટી આ રાંડ ખરી. મુ—

મધ્યચારી— ૭૨

પ્રાણજીવન પુંઠે પુંઠે પધારો, અહીં છે એકાંત આવાસ અમારો;
કામક્રીડા પતિ અહનીશ કરશું, સાહેબ વનિતાની વિનતી સ્વીકારો;
સુ—તું જોબન મદમાતી મદ્યચારી, મેં નિરખી તુજ નિપુણતા નારી;
છાની રાખું તને છેલ છબીલી, જાણીએ છે બધી જારી વિજારી;
મ—લાયકી લાજ જવાદો તમારી, હું માણુકા થકી નથીરે નઠારી;
સુ—જાણુ કરીને જગતમાં શું કારશુ, હું મધુકર તું તો માલતી મારી.

મધ્યચારી— ૭૩

માથાના મુગટ મારા પરણ્યા કે કુંવારારે,
શાને માટે આપે સગાં વહાલાંને વિસાર્યા રે;
ક્યાં છે માત પીતાજી તમારાં, ક્યાં છે સજ્જન કુટુંબરે,
ક્યાંછે ક્યાંછે ક્યાંછેરે સંબંધ તમારો સાચુ બોલો સમજારારે. મા.

સુમતી—પવિત્ર પુન્યાત્મા છે માવીત્ર અમારાંરે,
વેશ્યાની સોબતે તજ્યાં વગર વિચારેરે;
આ નગરીમાં એહ વસે છે, વનિતા પિયર વસેલરે.
વનિતા વનિતા વનિતારે અનુપ આકૃતિ એની તારે અનુસારેરે.

લીલાવતી— ૭૪

મારી સહુવર શીયળ સોભાગી, દેખી અવગુણ શો તમે ત્યાગી;
આપને ઘેર કરવું ન આવું, કહોતો એહને અહિંયાં બોલાવું.
સુ—સુતો સર્પ જગાડીએ શાથી, અતિ અડચણ થાય એમાંથી;
તું છે સહુ સુખદાયક પ્યારી, એનું કામ નથી અહીં નારી;
નિત્ય ભાવતાં ભોજન કરશું, રસ રંગમાં આપણ રમશું;
મળ્યું છે મન આપણુ બેનું, ત્યારે તું છે પ્રેમ [illegible] એનું.

૬

મ—આવું કરાંએ નહી મન ગમ્યું, ચાંબળોને કહું સાચેસાચું;
શિવ પરણ્યા તમે મારી સાથ, એતો યાદ લાવો પ્રાણનાથ:
મહી ગોરીએ હાથ દબાવ્યો, નખ દેખને નેહ જણાવ્યો;
તમ સાથે હીંચોળામાં હીંચી, મસીયાણી પાઠી ચીર ખીંચી;
લાગે આટલું તમને અધુર, હજી બીજી નીશાનીઓ પુર;
મને અરધીએ એકલી મુકી, ગયા ચતુર પતિ બધું ચુકી.
સુ—શકું વિસ્મય સાંભળી વ્હાલી, મળ્યાં દંપતી કોડ હીવાળી;
પ્યારી તારો છે પુરણ પ્રેમ, આવી પહેલું કહ્યું નહિ કેમ;
કર્યો કેમ મહીઆરીનો વેશ, નવ જાણ્યું કપટ લવલેશ,
મ—મ્હેં તો જાણ્યું રસીક રીસાળ, પાસે વેશ્યા વિષય વિષ જ્વાળ;
એથી માધ્યારી સ્વાંગ ધરીને, તમને વશ કર્યા કપટ કરીને;
સુ—સત્ય વાત સકળ પ્રિયા તારી, મારી અક્કલ ગઇ હતી મારી;
મારી રસમ સરવ તેં સુધારી, ધન્ય ધન્ય પતિવ્રતા નારી;
મારા કુળનું કલંક તેં કાપ્યું, તને અધિક સાબાશી શી આપું.

લીલાવતી— ૯૫

મનહર મળતાં મેં મન ગમતું, સરવે સુખડું માણ્યું;
જગતમાં જોતાં સ્વામી સમાગમ, સમ સુખ અવર ન જાણ્યું; (ટેક)
જીન વચન સુધારસ ચીત્ત ધરશું, સાતે ક્ષેત્રે ધન વાવરશું;
પ્રતિદિન પ્રભુની પુજા કરશું. મનહર—
પિઉ માત પિતા પાયે લાગો, માફી અપરાધ તણી માગો;
સંસાર તણો લ્હાવો સાગો. મનહર—

કામસેના— ૭૬

પ્રીતિ પાતરની કરનાર સરેવે સુરખના સરદાર,
નીતિ નિપૂણ મજે નાદાર, પીડા પામે અપરપાર;
જેની સાથે જાય તલ જાણી માત પીતા પાછળે,

તેને ત્યાગી નિરભાગી નર, આપણી પાસે આવે પ્રીતિ.
પતિન સુખ પકવાન સરીખું, તૃપ્ત થશે નહી તેથી.
ગણિકા ગમન વમન સમ ગણવું, અરે થશે શું એથી પ્રીતિ;
શું એનાથી કારજ સરશે, એ શું સારૂં કરશે;
માન સન્માન સદા અથડાઇ, મોત વગર તે મરશે.

સોરઠ— ૭૭

શીયળ સાચવ્યું તેં પ્રિયા સુતની, વધે વેલ તારા મળી કુળની;
વધુ શું વદું ગુણ તારા વધુ, તને ધન્ય છે સુખ આપ્યું બધું;
અચળ તારૂં રહેજો સુહાસણપણું, સદા સુખમાં જીવ જો તું ઘણું;
કળા કેળની લાવી તુ કંચને, થજો પૂન્યશાળી સુપુત્રો તને.

સુગુણમંજરી— ૭૮

સુખી થજો દેશી સજન સમાજ, ધર્મ પતિન તું ધર્મ કવચ ધરી;
અપરાજીત થઇ આજ— સુ૦
દંપતી આ દ્રષ્ટાંત વિલોકી, સુધરોને સુખ કાજ. સુ૦

શાહળા— ૭૯

નાટક નવિન રસાળ રસિક રચ્યું, નાટક નવિન રસાળ;
વહી ગયેલા નિજ વાલમને, પકડી પ્રેમની જાળ;
વેશ્યા ઘરથી નિજ ઘર લાવી, વનિતા બુદ્ધિ વિશાળ—રસિક૦
લીલાવતી—સમ શીયળવતી સતી માનુની ગુણ મણી માળ;
પ્રેમ વિનયથી વર વશ કરજો, પ્રણમી જગ પ્રતિપાળ રસિક૦
અણહીલપુર પાટણનો વતની, રાજનગર રહું હાલ;
જૈનશાળામાં જૈન અધ્યાપક, શિવસુત કેશવલાલ રસિક.

અમદાવાદ. } કેશવલાલ શીવરામ

ઘર નંબર ૭૮૨ કાળુપોળની પોળ } અધ્યાપક.

# સ્પીનીંગ અને વીવીંગ મીલના માલીકો તથા તેવી મીલ બાંધનારાઓને લાભદાયક ખબર.

અમો સ્પીનીંગ અને વીવીંગ મીલોના પ્લાનો ડીઝાઈનો એસ્ટીમેન્ટો વીગેરે તમામ તઈયાર કરી આપીએ છીએ તથા મીલનું મકાન અને તેને લગતા તમામ મકાનો જેવા કે ગોડાઉનો, બંગલાઓ, ચાલીઓ, સ્ટોરરૂમો વિગેરે અમારી દેખરેખ નીચે ઘણીજ કરકસર ભરેલી રીતે તઈયાર કરી આપીએ છીએ તે બાબત અમારી સાથે કામ પાડવાથી ખાત્રી થશે.

મેસર્સ અધ્યાપક એન્ડ સન્સ.

એનજીનીયરસ એન્ડ કોન્ટ્રાકટર.

૭૮૨, હાજાપટેલની પોળ—અમદાવાદ.

# વીજળી વાપરતા હોતો અમારી સાથે કામ પાડી જોશો

તમારી બત્તીઓ બગડી હોય, પાવર વધારે ખપતી હોય, અજવાળુ પઈસાના પ્રમાણમાં ન મળતું હોય, નવી બત્તીઓ તથા પંખા બેસાડવા હોય તેના તાર વીગેરે નાંખી જોડાણ કરવું હોય અગર નવું કનેકશન લેવું હોય તો અમારી સાથે કામ પાડવાથી તમોને ફાયદો થશે.

રહેવાના મકાનો, દુકાનો, વખારો, મીલો, જીનો, પ્રેસો, સીનેમેટો અને થીએટર્સ વગેરે તમામ ઠેકાણે વીજળી રોશની નાંખવાના ડીઝાઈનો, પ્લાનો વીગેરે તઈયાર કરી કામ કરી આપીએ છીએ. જેમાં આપનારની તમામ સગવડ સારી રીતે સચવાય તેવા ડીઝાઈન પુરા પાડીએ છીએ.

લગ્નસરા તથા મંડપો વીગેરેમાં ટેમ્પરરી બત્તીઓ નાંખવી હોય તે પણ કામ કરીએ છીએ, જે માટે નીચેના સરનામે પુછી ખાત્રી કરો.

મેસર્સ અધ્યાપક એન્ડ સન્સ

એન્જીનીયર્સ એન્ડ કોન્ટ્રાકટર.

૭૮૨, હાજાપટેલની પોળ—અમદાવાદ.

## વાંચીને લાભ લ્યો.

### ઓછા ખરચે મોટો લાભ.

જીનીંગ, પ્રેસીંગ વીગેરે ફેક્ટરીઓના માલીકોને તેમજ તમામ એનજીન અને બોયલર વાપરનારાઓને અમુલ્ય તક.-તમારી ફેક્ટરીના એનજીન અને બોયલરો સંતોષકારક રીતે કામ ન કરતા હોય એટલે બરાબર નીયમીત રીતે ન ચાલતુ હોય ને ન જોઇતા અવાજ થતા હોય, કોલસા હદ કરતાં વધુ બળતા હોય, એનજીન પુરેપુરા સાંચાને ખીંચી શકતુ ન હોય એન જીનના ભાગોમાં વારેઘડીએ ભાગતોડ થતી હોય, અમુક હીસ્સા વારેઘડીએ ગરમ થતા હોય અને કાયમ ગરમ રહેતા હોય તે વીગેરે એનજીન તથા બોયલરોને લગતી તમામ હરકતો દુર કરી એનજીન, બોયલરો સુધારી સારી રીતે કામ કરે તેવી હાલતમાં મુકવાનું કામ હમો અમુક કરારેથી માથે લઇએ છીએ જે બાબત અમારી સાથે કામ પાડવાથી ખાત્રી થશે

નવી જીનીંગ ફેક્ટરીઓના પ્લાન એસ્ટીમેન્ટો વીગેરે તમામ કામ અમે કરીએ છીએ તથા નવી ફેક્ટરીઓ બાંધી આપવાનું કામ માથે રાખીએ છીએ.

રહેવાના મકાનો, બંગલાઓ, હોસ્ટલો, ચાલીઓ, થીએટરે વીગેરેના ડીઝાઇનો, પ્લાન, એસ્ટીમેઇટસ વીગેરે રીતસરતઃ બનાવી કરી આપીએ છીએ.

વધુ વીગત માટે નીચેના સીરનામે પત્રવ્યવહાર કરવો.

મેસર્સ અધ્યાપક એન્ડ સન્સ.

એનજીનીયર્સ એન્ડ કોન્ટ્રાકટર્સ.

૭૮૨, હાજાપટેલની પોળ અમદાવાદ.